# ઊદવાડાનું સુવાવડ

તેનાં પડદા પાછળ બેસી ખોટે નાંમે
ગવાતાં ખોટાં ગિતો.

મીરજાં ખુશરોને પોતાનો બુરખો ઉંચકવા
ભરાયલું ધાસ્તીનું લખલખું !

## સુર્ય છાબલે ઢાંકવાની મીરજાં
## ખુશરોની બીજી યુકતિ.

મારી ખરી દલીલોનાં જવાબ આપવાનાં
ખુશરોજીનાં ફોકટ પછાડા !

તેની બચ્ચાંસાહી વાહીયાત તકરારોનો
સચોટ જવાબ.

છપાવી પ્રગટ કરનાર—
નોશેરવાંન નવરોજી ઉનવાલા.
ઊદવાડા જુલાઈ ૧૯૩૦.



સુરત—ખપાટીઆ ચકલા લક્ષ્મીનારાયણની વાડીમાં આવેલા " જૈન વિજય "
પ્રીન્ટીંગ પ્રેસમાં મુલચંદ કસનદાસ કાપડિઆએ છાપ્યું.

જે ડાકટર નસતરનો જખમ એક ઇનશાંન અથવા દર્દીનાં તન ઉપર મારીને લોહી કહાડે છે, તેજ ડાકટર પાછો તે જખમ પર મલમ ચોપડીને રૂઝ્ઝુંજ બી લાવે છે, તેજ મીશાલે અક્કલમંદ જાહેર લખનારાઓ ટીકકા કરીને, પોતાની કલમનાં ગોદાથી ખરા મુર્ખો અને તકશીરવારોનાં જીગરોને વીંધે છે ખરા, પણ તેજ ગોદાની અસર પાછલથી તે મુર્ખો અને તકશીરવારોની હાલતમાં અજાએબ જેવા ગુણગારો ફેરફાર કરી શકે છે.

( મનસુખી નિતિ વચનનાં ગોહરો ૧૬૬. )

# સભ્યતાનો પાઠ શીખવવા બહાર પડેલા ખુશરોજી

## તેવણનાં ચોપાન્યાનો જવાબ.

---

## "પેટમાં દુઃખે ને કપાળ કુટે" તેમ ઉનવાલાજી બાને ભરૂચાજી માટેનો ખાલી કરેલો ઉભરો.

---

### ઉદવાડાના ચાલતા રિવાજો કરતાં હાલનું સુવાવડખાનું વધારે પવિત્ર છે, એમ ખુશરોજીનું ભોળા લોકને સમજાવવાનું પોકળપણું.

---

### મોત વખતે સુવાવડખાનામાં શું કરશો ?

---

ભાઇ ખુશરોજી પોતાની રાબેતાની સીફારસી કલમનો ઘોડો એક ચોપાન્યાં રૂપે ડપકાવી ઉંદવાડાનાં ભોળાં લોકને સુવાવડખાનાં માટે, પાછા છુપેજ નામે ઉંલગબડીનો બીજો દાવ રમાડવા જંગે મેદાન પડયા છે, પણ મારૂં ધારવું એવું હતું કે, એ ભાઇ મારી ચેલેંજ ઉપાડી લઇ સચ્ચાઈથી ખરેજ નામે બહાર પડશે, અને તેજ રીતે હુંબી રાહ જોતો તૈયારજ હતો. પણ પોતાની રૂઢી મુજબજ પડદા પાછળ બેસી આડકત્રીજ દોરી ખેંચવાની યુક્તિ રચી છે. એ ભાઇ તો એમજ સમજતા લાગે છે કે-મારાં લખાણોમાં જે હું ભોળાં લોકની આંખમાં ધૂળ છાંટવાની ખોટી સીફારસી યુક્તિ કરૂં છું, તે મારાં સીફારસી લખાણો ખરાં માની ઉદવાડાનાં લોક અણજાઈ જાય છે. ભાઈજી, તું ઉદવાડાના લોકને તેમ સમજતો હોય તો ભલે ! પણ આજે ઉદવાડાનો એક વર્ગ પોતાની ભોલાઇ ભરી સરમા સરમીને લીધે પોતાનું અંતઃકરણ વેચી દવાખાનાં કમીટીનાં સાહેબોને ખાતર નાંખતીનાં આંખ વિચાંમણા કરી આવાં સુવાવડખાનાં જેવાં ખાતાંને ઉત્તેજન આપો કમીટીનું ફાવીતું કરી આપે છે. તેથી ભાઇ તું એમ નાં સમજતો કે, તે બધાંની લાગણી તારાં સુવાવડખાનાં તરફજ છે. ને તે બધાં મુર્ખ બની તારાં સીફારસી લખાણોબી ખરાં માને છે. કયાં લખાણોમાં સચ્ચાઇ છે અને કયાંમાં સીફારસી જૂઠાણું છે, તે પારખવાની શકિત ઉદવાડાનાં માટીડા, બૈરાં અને છોકરાંઓમાં આજે ડગલે ને પગલે વધતી જાય છે. તેવા અચાંમમાં તારા જેવા

પડદા પાછળ બેસી ફીલસુફી કરનારામાં કેટલું ખોટારૂં છે તે સમજવાને કોઈને વાર લાગતો નથી. કારણ કે જ્યાં નાંમજ ખોટું ને છુપું હોય, ત્યાં હિંમત ખરી હોવજ કયાંથી ? એ કુદરતી છે.

## ઉનવાલાજી બાંને ભરૂચાજી પર વેર.

જ્યારે મી૦ બરજોરજી ફરામજી ભરૂચાએ ઉદવાડામાં પગ મુકયો, અને મેળાવડાઓની સરૂઆતી અને સુધારા વધારા કરવા માંડયા, ત્યારથીજ મીરજાં ખુશરોની દસ્તુર પક્ષમાં અણુગમો, ને ખળભળાટ મચવા માંડયો. પણ ભરૂચાજીએ ઉદવાડામાં અનેક કામની શરૂઆત કીધી ત્યારથીજ પોતા તરફથી થતા મેળાવડાઓમાં, ભાષણોમાં, અને અનેક ગેધરીંગોમાં કહેવાતા દસ્તુરજીઓને અને તેમની પક્ષવાલા બધાઓને એકસરખા ઘણી માન આપી પોતે ઘેરેઘેર જઇ વારંવાર આમ્રતંનો કરી મેળાવડાઓમાં અને અનેક પ્રસંગે આવવાનો આગ્રહ કર્યો હતો. અને એવી રીતે બધાને હાજર કરી એકત્ર કરવાની અનેક કોશેષો કરી હતી. અને દસ્તુરજીઓને ત્યાં તો વારંવાર જઈ, કે જ્યાં એવણુને તેઓના ગોઠયાઓ તરફથી વારંવાર ન છાજતાં અપમાંનો થતાં હતાં (અને રસ્તે વાટે આજે પણ થાય છે) છતાં તેની જરાબી દરકાર કર્યા વગર અનેક સમજાવટો કરી બધા સાથે મળીને કામ કરવા આગ્રહ કર્યો હતો, તેમ નહિ તો નહિ પણ મેળાવડાઓમાં પધારવા અનેક વખતે ખુશામતો વટીક કરી હતી. પણ તેનાં બદલામાં ભરૂચાજી હસદ અને અદેખાઈનાં જવાબો સિવાય બીજું કાંઇજ મેળવી શકયા હતા નહિ. અને છેવટે દીલગીરી સાથે એવણનું કામ એક માર્ગે હમારાવાલા સાથ કર્યા કરતા હતા. તેમાં આપણા ડાહ્યા ખુશરોજીને શું ? સુજ પડયું તે, પોતાની સીફારસી કલમ લઇ ભરૂચાજીને સવાલો પુછવા બહાર પડયા ! એવી ભરૂચાજી સાંમે એવણની હિંમત જોઇને ખુશરોજીની પક્ષવાલા ખુશ થઇ ગયા. તેથી ખુશરોજી "ચઢજા બેટા શૂલી પર"ની કહેતી પ્રમાણે મલકાઇ ગયા પણ તે સવાલોનાં ભરૂચાજી તરફથી ટુંકા અને સીધા જવાબો મળવાથી ખુશરોજીનો રસ્તો બંધ થઈ ગયો. ત્યારે ખુશરોજી પોતાની હમેશની રૂઢી (Habit) મુજબ જવાબોમાં ગોલાંટબાજી રમાડી તેમાં નહિ ફાવવાથી આડા ફાંકવા લાગ્યા જેનોબી વાજબી અને સીધોજ જવાબ આજ સુધી મલ્યો કીધો છે. તેના ચચરાટમાં આજે ભરૂચાજી ખુશરોજીને એક તરફી પક્ષપાત થઇ ગએલા લાગે છે. અને તેનાં આવેશમાં ખુશરોજી ભરૂચાજી સામે પોતાની એવી ખોટી દલીલો જણાવે છે કે, "દવાખાનાં કમીટીએ બાઇજી બરજોરજી ભરૂચાની સરદારી સ્વીકારી નહિ તેથી દવાખાનાં કમીટી સામે ને તેનાં કારોબાર સામે જંગ શરૂ કર્યું, ને નવું લોહી આમેજ કરવાની અફડાતફડી કરી સુવાવડખાનાંને "સફેદ હાથી" તરીકે સાબેત કરવા આસમાન જમીન

એક કીધાં, ને કમીટીનાં કારોબાર પર તદન નાપાયાદાર હુમલાઓ કર્યા તેથી મીરજાં ખુશરોને જંગમાં ઉતરવું પડયું વીગેરે."

પણ હું ખુશરોજીને પુછવા માંગું છું કે ભરૂચાજીએ દવાખાનાંની કમીટી પર શા આધારે સરદારી કરવા માંગી ? તેવણને હમારા અનેક કામોમાં સરદારી આપવાનાં હમો ફાંફાં મારયેં છીએ, બલકે ખુશામત કરીએ છીએ, છતાં એમ કરવા એવા માન માટે તેવણ સાફ સાફ ના પાડે છે. તો દવાખાનાં કમીટી પર સરદારી કરવા કેમ આવ્યા તે સમજ પડતી નથી ? શું ખુશરોભાઇ તારાં આવાં જુઠાણાથી ભરૂચાની ભલી કિર્તિને ઝાંખ લાગવાની છે ? શું તારા આવાં નાપાયાદાર લખવાથી ભરૂચાજીની આબરૂ ઓછી થઇ જવાની છે ? શું આ તારૂં લખવું ઉદવાડાનાં ભરૂચાથી અનુભવી બનેલાં લોકો માનવાનાં છે ? જરાબી નહિ. એ તો તું તારી અદેખાઇનો અમુક પુરાવોજ રજુ કરે છે. એમ ગામ લોક સહેલાઈથી સમજી શકે છે.—"દવાખાનાં કમિટીમાં નવું લોહી આમેજ કરવું " એ કાંઇ બરજોરજી ભરૂચા આવ્યા પછીનો સવાલ છે એમ છેજ નહિ. કમીટીનાં અસંતોષી કાર્યોને લીધે નવું લોહી આમેજ કરવાની કોશેષ તો આજે વર્ષોથીજ થતી આવી છે, ને તે દરેક વખતની હરીફાઇની ચુંટણીથી સાબેતજ થઇ ચુકેલી વાત છે. કમીટીનાં કારોબાર માટેથી બરજોરજી ભરૂચા અગાઉની અસલથીજ ફર્યાદ છે. તેમાં ભરૂચાજીએ નવું શું કહયું છે, ને કયું છે ? ને સુવાવડખાનું એક "સફેદ હાથી" સમાન છે, કે નથી. તે અનેક સામસામાં લખાણથી પુરવાર થઇ ચુકેલું છે. તો પછી આ બધો થથરાટો ભરૂચાજીને નામે દવાખાનાં કમીટી તરફથી ખુશરોજીને કેમ થઇ પડયો છે ? દવાખાનાં કમીટીનાં પાંચ સાત મેમ્બરોમાંથી કોઈ કાંઇ બોલતું નથી, ને બા ! તુંજ શાનો જૂઠી રીતે એટલો બધો આકડો પડે છે, તે હમો સમજી શકતા નથી. શું તું દવાખાનાં કમીટીનો એક મેમ્બર છે ? અથવા તો કમીટીનાં મેમ્બરનો કોઈનો સગો છે ? કે આટલો બધો કમીટીનું હથ્યાર થઇ પડયું છે. બોઇ તું જેમ કમીટી માટે જુઠી લડત ચલાવે છે, તેમ ભરૂચાજી માટે હું ચલાવી શકતો નથી. ને તેમ કરવાની મને જરૂર બી નથી કારણ કે, ભરૂચાજી તારા ને મારા કરતાં વધારે વિદ્વાન ને અનુભવી છે તેથી તારો જવાબ તેવણ આપવાને પુરતા શક્તિવાન છે. મને તો તું જે બાંકા પુંકે છે તેની સામે ધર્મની રૂએ આવવું પડયું છે અને આવીશ ! !

## ખુશરોજીની પોતાનો બુરખો નહિ ઉચકવા ખુલાસો કરવાની ચાલાકી ! અને સભ્યતાની બારાખડીનો પાઠ શીખવવાનું દોરવેલું ડહાપણ !

ભાઇ ખુશરોજી તમો મને ફીલસુફને પંડિતની ઉપમાં આપી પોતેજ પંડિત અને ફીલસુફ બની મને સભ્યતાની બારાખડી અને વિવેકની કાળજીનો

પાઠ શીખવવા બહાર પડયા છો, તો ભાઈજી તું પ્રીલસુફ ને પંડિતમાં ખપવા માંગતો નથી તો સભ્યતાનાં માનની આર્જુ શા માટે રાખે છે? "તું તાં"થી તારી આબરૂને ધોકો પુગતો હોય, તો તારૂં ખરૂં નામ તું જણાવી દે કે, તું બુચી છે કે, બુચો? તો તે પ્રમાણે તેવી સભ્યતાથી હું તારી સાથે વર્તું. જો તું સભ્યતાનો કાનુન જાણુતો હોય, ને તુંને તેની બારાખડી આવડતીજ હોય તો તું ચોરી છુપીથી શું કામ? એક ચોરની માફક બહાર આવે છે. મારી આટલી બધી ચેલેંજ છતાં એક ચોર બનવું એ શું તારી વિવેકને સભ્યતા કહેવાય? તું હિંમતવાન ને બહાદુર બચ્ચોજ છે, તો તુંને જાહેર આવતા એટલી બધી ધાસ્તી કેમ લાગે છે, જો તારા લખાણો સાચ્ચાં છે, ને તું ખરો છે, તો તારા જેવા સચ્ચાઇના સાહ્યા ઓઢનારે છુપે નાંમે સંતાઈને બીહી ધ્રુંજી પડદા પાછળ બેસી તુંજ કહે તેમ "બડી બડી" વાતો કરી લખાણો કરવાની જુઠ્ઠી ડીંગો મારવી એ તારી કાંઈ વિવેક ને સભ્યતા કહેવાયજ નહિ. જ્યારે તારે ભરૂચાજી સામે ને ઉનવાલાઓ સામે અદેખાઈથી ખોટાં ખોટાં આળોજ મુકવાં છે. તો તે ધાસ્તીથી ગભરાઇને ખોટે નાંમે શા માટે મુકે છે? તું ખરો નર હોય તો, અને હમારા ઉપર મુકેલાં તારાં આળો સાચ્ચાંજ હોય તો અને ઉનવાલા કુટુંબ માટે અને ભરૂચાજી માટે અદેખાઇની આગથી ભુંજાતો નહિ હોય તો મારી માફક ખરે નામેજ બહાર આવની! તું તખ્લુશ ધારણ કરવાનાં કારણમાં એમ જણાવે છે કે, ઉનવાલાઓ માફક, અને તેનાં કેટલાક ગોઠયાઓ માફક, પેપરોમાં મારે નામનાં ઢોલ તાસા વજાડી મહાન લેખકમાં ખપવાનો મને જરાપણ અભખરો નથી. મારી નેમ ફકત સચ્ચાઇ જાહેર કરવાની છે, એટલે હું ખરે નામે લખું કે, તખ્લુસથી લખું એ બધું મારા મનથી સરખુંજ છે." વીગેરે.

વાહ! ખુશરોજી તમારી ચાલાકી ઘણી જબરી છે! ને બચાવ ઘણોજ ધરખમ છે! અને એજ રીતે તમો આખા સુવાવડખાનાંની તકરાર ચાલાકીથી કરતા આવી ગામ લોકને આડકત્રાં દોરવવાની પેરવી કરો છો. તખ્લુસ માટે આપની દલીલ કોહેલા વાંસ જેવી ધરખમ છે. પેલી કહેવત માફક "દ્રાક્ષના વેલા પર હાથ નહિ પુગે ત્યારે દ્રાક્ષ ખાટી છે"નાં બાહનાં નીકળે! તેમ મારા ખુશરોજીએ પોતાની હકીકત જણાવી છે. પણ વાંચનારો વર્ગ તો તારાં એવાં બહાનાંની તાલીઓ ફોડી ચુકયો છે. ઊનવાલાઓ અને તેના ગોઠયાઓ લેખક છે. એ ઉદવાડેના લોક માટે આજની વાત નથી. હું ધારૂંચ ત્યાંસુધી તારાં જન્મ અગાઉની એ વાત હશે! અને ત્યારથીજ ઊનવાલા કુટુંબનાં અને તેનાં ગોઠયાઓ લેખક છે, તેનાં ઢોલ તાસા વજડાઇ ચુકેલા છે માટે આજે તારી સામે આવીને હમારે લેખક તરીકેનાં નવા ઢોલ તાસા વજડાવવાનાં નથી. પણ મારે તો તારાં નાપાયદર અને ઊદવાડાનાં ભોળાં લોકને આડે રસ્તે દોરવનારાં ખોટાં સીફારસી લખાણોની સાંમે ખરે નામે આવવું પડે છે, અને લખાણો કરવાની ખરી રૂઢી એજ છે કે, જે તકરારી લખાણો હોય;

જેની સાંમે ખરી ખોટી દલીલો ચાલતી હોય, તે લખાણો હંમેશાં ખરે નાંમેજ થાય છે, અને મીરજાં ખુશરો એ જાણતો પણ હોવોજ જોઇએ છતાં ભાઇ તું મને "સભ્યતાનો" પાઠ શીખવવાનું ડહાપણ ડોરવા નીકળ્યો છે પણ સભ્યતાની રીત શું છે? તે પોતેજ ભૂલી જઈને ખોટા બચાવો કરી ડબલ ખોટો ઠરે છે. વળી ઉપરથી સચ્ચાઈનો સાહ્યો ઓઢી જણાવે છે કે, આ લખાણ કરી મારી નેમ સચ્ચાઈ જાહેર કરવાની છે. ઠીક! ભાઈજી ઠીક! સચ્ચાઇ જાહેર કરવી તે "તખ્લુશ" નાં ખોટા નાંમેથી જાહેર કરવી એ આપ ભાઇને કયા મહેતાજીએ શીખવેલું? તે મહેતાજીનું જરા મને નામ જણાવજે કે તેની પાસેથી હુંબી એવા સભ્યતાનાં જવાબ આપવાનાં પાઠો શીખું!

ખુશરોજી આગળ ચાલતાં જણાવે છે કે, "ગુજરાતી ચોપડીઓમાંથી અંગ્રેજી ઉતારાઓ તફરામચીમ કરી પોતે અંગ્રેજીનાં કેવાક ખાં હોય તેવો દેખાવ કર્યો છે અને પંડીતાઇનો ડોળ બતાવ્યો છે. વીગેરે" ભાઇ ખુશરોજી આ તો ઉનવાલાજીઓ આવાં લખાણો કરી કદાચ અંગ્રેજી શીખેલાઓમાં રખેને ખપી જાય, તે મહોટાઈ તારેથી ન દેખી શકાવાથી એ તારી અદેખાઇની આગનો એક બીજો "સોળો" છે પણ એવી અદેખાઇમાં જળતાં તું તારાં લખાણ માટેની અક્કલ ખોહી બેઠો છે કે, લખાણોમાં જે દાખલા દલીલો અપાય છે, તે હમેશાં તે ચોપડીઓમાંથી ઉતારીનેજ અપાય છે. એ કાંઇ મારી કલ્પનાનું લખાણ છે, એમ મે કાંઇ દાવો કરીને લખ્યુંજ નથી. અંગ્રેજી લખાણમાં ખુલ્લી રીતે લખનારાઓનાં નામજ છે, અને ફલાનો લખી જાય છે. એમ મે મારા લખાણોમાં ખુલ્લુંજ જણાવેલું છે. એમાં મે "ખાં" માં ખપવાનો દાવો શું કર્યો છે? આ માટે તો કોઈબી વાંચનાર જોઈ લેશે કે, ખુશરોજી અદેખાઇની આગમાં જલી પોતેજ લખાણનો અર્થ સમજવાની શુદ્ધ ખોઈ બેઠા છે. ને આ નકામી પોતાની આડકત્રી હમેશની રૂઢી પ્રમાણે ખોટી દલીલ કીધી છે બા! એ તે કાંઇ મારા ચોપાન્યાંનો તારો જવાબ કહેવાય?

## ધાર્મિક માન્યતાના ધીક્કાર માટે ખુશરોજી ના કબુલ જાય છે.

ખુશરોજી કહે છે કે "ધાર્મિક માન્યતાને મે બીલકુલ ધિક્કારી નથી આ શબ્દો તદન ખોટા ને આડે માર્ગે દોરવનારા છે." વીગેરે.

પણ ભાઇજી મારા આ શબ્દો ખોટા છેજ નહિ તા. ૧૧ મી જાનેવારી ૧૯૩૦ ના સાંજ વર્તમાનમાં "મીરજા ખુશરો" ના તખ્લુશ હેઠળ ખુલ્લું લખાયલું છે કે, **આ ચોખખું ને પેલું પવીત્રની ધાર્મીક માન્યતાને લીધે કેટલીક મુશકેલી નડે છે."** આ મીરજાં ખુશરોનાં શબ્દો ઉદવાડાનાં તિક્ષણ ધાર્મીક

લાગણી ધરાવનારાંઓ માટે ઘણુજ લાગણી દુખવનારા છે. એટલે એનું કહેવું એમ છે કે, ધાર્મીક લાગણીને લીધે કેટલીક મુશ્કેલી નડે છે તેથી ચોકખું પવિત્ર છોડી દો ને સુવાવડખાનામાં જાવ કારણ કે જ્યાં સુવાવડખાનું આવે, ત્યાં આવી ખાબદ્દોની માન્યતા રહેજ નહિ એ દેખઇતું છે. તેથીજ મે. "તું એક મીરજાં કસ્તુર કદ્દુંબનો નબીરો થઇને "આ ચોખ્ખું ને પેલું પવિત્રની ધાર્મિક માન્યતા માટે ટીકા કરવા નીકલ્યો છે અને આપણાં વડીલોની જાની રૂઢીઓને મોટો સુધારક થઈ ધિક્કારવા નિકળ્યો છે, વીગેરે શબ્દો લખ્યા છે તે ખોટા શું છે?

## આપણા બાપદાદાઓનો બાંધો મજબુત રહેવાનું કારણ શું?

મને ખુશરોજી પુછે છે કે, આપણો અને આપણા બાપદાદાઓનો બાંધો સરખોજ છે કે? આપણને ખુલ્લી નજરે જોતાં માલમ પડશે કે, આપણો બાંધો પહેલી દર પહેડી ઉતરતોજ જાય છે. અને તેનાં બીજાં કારણો જોડે, સુવાવડ પ્રસંગના અંધારા ઓરડાએ પણ મુખ્ય કારણ છે વીગેરે.

ભાઈજી સવાલ એજ છે કે, એ સરખો બાંધો નહિ રહેવાનું કારણ શું? ને પહેડી દર પહેડી ઉતરતો જવાનું કારણ શું? એક ગામડેની પ્રજા કરતાં શહેરની પ્રજાનો બાંધો તદન નબળો ઉતરવાનું કારણ શું? તેનું કારણજ એ કે આજનાં સુધરેલા સુવાવડખાનાં! તેનું કારણજ એ કે, સુવાવડ વખતના જરથોસ્તી ધર્મના આતો ચોખ્ખું ને પેલું પવિત્રની માન્યતાને ઠોકરે મારી સુવાવડખાંનાં જેવા નવા સુધારા કરવાનું ઉતેજન આપી તેની હિમાયત કરવી. બા ખુશરોજી! તું સુવાવડખાના બદલે "વહેત્યાંજી" ઓનો બાંધો સુધારવાની સીફારસ કરે છે, પણ હું પુછવા માંગું છું કે, જો બચ્ચાંનું પેટમાંનું નવ માસનું બંધારણ (Construction) નબળું હોય તો તે સુવાનડખાનાની ૪૦ દીવસ નીજ સારવારથી કેમ સુધરશે? અમે જો તેમજ હોય તો મુંબઈનાં બધાં અને બીજે ઠેકાણેનાં કેટલાંક સુવાવડ ખાનાંનોજ લાભ લેછે છતાં પારસીઓમાં બચ્ચાંઓનો બાંધો નબળો અને મરણ પ્રમાણ વધારે રહેવાનું કારણ શું? તે ભાઇ ખુશરોજી જણાવવાની મહેરબાની કરશે. ખુશરોજી આપણા બાપદાદાએ નાની ઝુંપડીઓમાં જન્મ લીધેલો કબુલ કરે છે. પણ જણાવે છે કે, આપણું ગાંમ તે વખતે હાલનાં જેવું ગીચ હતું નહિ. અને તેથી તેઓએ ખુલી ચોખ્ખી હવાનો લાભ મળી શકતો હતો. બા ખુશરો આ વળી તારૂં બીજું ગોતું છે; અસલ કરતાં તો હાલે ઉઘવાડામાં ખુલાં ને કુશાદે મકાનો છે પહેલેનાં કરતાં હાલનાં સુવાવડી, દસ્તાનવાલાનાં ઓરડાઓ ઘણા ખુલ્લાને મોટા છે, તે સાથે તો પહેલાં તો ઝુંપડી જેવાં ઘરમાં ૨૦–૨૫ માણસોનું સામટું કુટુંબ વસ્તુ હતું ને આજે તો દરેક બાપ દીકરા ભાઈઓ છુટા રહી જુદાં જુદાં ઘરોમાં રહે છે. એટલે અસલ કરતાં તો હાલે ઘણી મોટી સગવડ છે, અને સુવાવડીની તનદરૂસ્તીને નુકશાન પુગવાનો બીલકુલ સંભવજ નથી. એ તમારી

ખોટી દલીલો પર ખુશરોજી તમારેજ પુરતો ખ્યાલ કરવો જોઈએ ! અને એ માટે ગામમાં ફરી બધે ખબર કહાડી પછીજ એવું લખવા બહાર આવવું જોઈયે !!

## સુવાવડીએ જુની રૂઢીનાં ઓરડાઓમાં બેસવાનું ફરમાન.

મીરજાંજી કહે છે કે, મી. ઊનવાલા જુની રૂઢીનાં એટલે હવા ઉજાશ વિનાનાં અંધારા ઓરડાઓની હિમાયત કરે છે પણ ફીલસુફી અને સાયન્સની બડી બડી ડીંગ મારનાર ઊનવાલાજી જાણતા નથી કે, આજની તબીબી વિધ્યા ખુલ્લું કહે છે કે, એક માણુસની તનદરૂસ્તી માટે જે સર્વથી અગત્યની ચીજ છે, તે ચોખ્ખી ખુલ્લી હવા છે, વીગેરે.

ભાઇ ખુશરોજી તમો પોતેજ ઊનવાલાજીને તોડી પાડવાનાં આવેશમાં બડી બડો ડીંગ મારવા બહાર પડેલા લાગો છો, હું તો ફક્ત જુની રૂઢીનાં ઓરડાઓ કે, જે સાયન્ટીફીક રીતે છે તેની હિમાયત કરૂં છું. નહિ કે હવા ઉજાસ વગરનાં ઓરડાઓની ! જૂની રૂઢીનાં એટલે હવા ઉજાશ વગરનાં એમ એનો અર્થ તો તું કરે છે. પણ ઉદવાડામાં જે જુની રૂઢીનાં ઓરડાઓ છે તે હવા ઉજાશ વગરનાં નથીજ, તે પુરતી રીતે હવા ઉજાશવાલા છે, પણ જો તું ખુશરોજીને ત્યાંના ઓરડાઓ એવા હવા ઉજાસ વગરનાં હોય, ને તે માટેજ તું સુવાવડખાનાંની આટલી જીવતોડ લડત કરતો હોય તો ઇશ્વર જાણે ! પણ મે તો ઉદવાડામાં હવા ઉજાશ વગરનાં ઓરડાઓ છે એમ કહ્યુંજ નથી બલકે મે તો મારા સીરીઝ નંબર ૪ નાં ચોપાન્યામાં પાંને ત્રીજે તુંને સવાલ પુછેલો છે કે, **"શું એક ઘરનાં ઓરડામાં તાજી હવા ન આવી શકે, તેવા ઓરડામાં રહેનાર માણુસ જીવી શકે ? એમ મીરજાં ખુશરો પુરવાર કરી આપશે કે ? તે હું જાણુવા માંગું છું."** કેમ ખુશરોજી આ મારો આગલા ચોપાન્યાંનો એકજ સવાલ તારી હવા ઉજાસની તકરારને અને બધી દલીલોને તેમજ મારા પર કરેલા તારા ટીકકાઓને જમીનદોસ્ત કરી નાંખે છે, જ્યારે તું ફીલસુફી ને સાયન્સની બડી બડી ડીંગ મારવાની મને ઉપમા આપવા નીકલ્યો છે તો તે અગાઉ તારે મારાં આગલાં ચોપાન્યાંનો બરાબર અભ્યાસ કરવો હતો. પણ તેમ ન કરતાં અવિચારી પગલું ભરી એકદમ હુશીયારી મારવા જતાં પોતેજ કેવી હસીમાં આવી જાય છે; તેની સંભાળ રાખવી જોઈએ. વારંવાર આવી આડકત્રી સીફારસો ચાલી શક્તિ નથી તે આ દાખલા પરથી તું શીખી શકશે !"

## સુવાવડખાંનાથી સાંભી અપવિત્રાઇ વધશે.

### ખુશરોજીની રિવાજથી ઉલટી દલીલો.

મીરજાંભાઈ જણાવે છે કે, "મી૦ ઊનવાલા સુવાવડખાનાને "દરૂજીએ ખુજી" નાં ધામ તરીકે ઓળખાવે છે. અને સુવાવડખાનાંમાંથી ધર્મનાં ફરમાનો

અને રીત રીવાજોનો ભંગ થવાનો ખુમાટો ઉઠારે છે, પણ તે તદન પાયા વિનાનો અને કલ્પીત છે. કારણ કે આજે ઉદવાડાનાં ઘરોમાં સુવાવડ પ્રસંગે ધાર્મીક ફરમાનો પળાય છે, તેજ પ્રમાણે સુવાવડખાનામાં પણ પળાશે-બલકે કેટલીક બાબદોમાં સુવાવડખાનાં જેવા અલાયદા મકાનમાં ધર્મનાં કેટલાક નિયમોનું ઘર કરતાં વધું સારી રીતે પાલણ થઇ શકશે વીગેરે."

હું હજીબી ખુશરોજીને ભાર મૂકી ને કહેવા માંગું છું કે, ઉદવાડા માટે એક સુવાવડખાનું "દરૂજીએ બુજી" નું ધાંમજ છે. અને એ ઇરાંનશાહના પાયતખ્તમાં કેટલું નુકશાનકારક છે. અને તેનાથી કેવા ઘેર ફાયદા છે. તે મે મારી આગલી સીરીઝમાં દાખલા દલીલો સહીત જણાવી આપ્યુ છે. તે દલીલોને સિદ્ધિ રીતે તોડવાને બદલે ખુશરોજી પોતાની આડકત્રી રૂઢી પ્રમાણે એને પાયા વિનાના ને કલ્પિત ઘણે છે. પણ એમાં કાંઇ મારો જવાબ પુરો થઇ જતો નથી. અદેખાઇ અને એંટનાં આવેશમાં તું ગમે તે બોલશે તેથી કાંઇ બધાંજ વાંચનારાં તારી માફક બીન સમજદારી ધરાવનારાં નથી તે તારે યાદ રાખવું જોઇએ! ભાઇજી તું લખે છે કે, "આજે ઉદવાડાનાં ઘરોમાં સુવાવડ પ્રસંગે ધાર્મીક ફરમાનો પળાય છે. તેજ પ્રમાણે સુવાવડખાનામાં પણ પળાશે વીગેરે. ખુશરો બા! એની ગેરેન્ટી શું? શું આવાં સીફારસી અનેક વખતનાં લખાણો પર, અને સમજાવટો પર, તેમજ કબુલાતો પર, પાણી ફર્યું નથી, તેનાથી શું ઉદવાડાનાં લોક અંજાણ છે? શું મારા લખાણોના આવેશમાં તારી અપાતી તકલીદી કબુલાતો પર ગામ લોક મુદાર બાંધશે? યા દોરવાઈ જશે? ભાઈ હવે એ તારી આશા છોડી દે. હવે ઉદવાડયાંઓને રમાડવાનો તમારા લોકનો જમાનો વહી ગયો છે.

હવે મીરજાંજી મારી ટીક્કા કરતા કરતા પોતે અવસ્તા અભ્યાસી બની વંદી દાદનાં ફકરાઓ ટાંકી મને સવાલ પુછે છે કે, "આ ફરમાનો તેના ખરાં રૂપમાં હાલે પળાય છે કે?" ભાઇ આવાં ફરમાનો તારા દસ્તુરો જેવા ઘણાતા વડીલોએ પાળ્યાં નથી, તો મારા વડીલો કયાંથી પાળે? અને જ્યાં તારા ને મારાં વડીલોથી જે ફરમાનો પળાયાં નથી, તો આજે હાલે કયાંથી પાળી શકાય? તેનો ખ્યાલ કરવાનો તને નથી? એમ તો ઇરાનમાં અસલ એથીબી સખત બીજાં ફરમાનો ચાલતાં હતાં, પણ તેની હાલે તકરારજ કયાં છે? હાલે તો ઉદવાડામાં જે ચાલતી આવેલી રશમો અને રીવાજો હોય, તેની તકરાર છે, કે જે રિવાજથી ઉલટી રીતે સુવાવડખાનાંઓ લાવી "દરૂજીએ બુજી" નો ફેલાવો કરવા માંગે છે, તેની તકરાર છે. અને અષો જરથોસ્ત પયગમ્બર સાહેબનાં સુવાવડી તેમજ દસ્તાનવાલી ને પાળવાનાં ફરમાનો છે, કે જે આજેબી આપણે ત્યાં જાયજ છે. તે ફરમાનો આજની વિદ્યા (Science) પ્રમાણે કેટલાં બધાં સાયન્ટીફીક છે, તેનો હું ફક્ત ખ્યાલ આપવા માંગું છું, અને સુવાવડખાનાં જેવા ખાતામાં જેમ બધે બને છે, તેમ એ

ફરમાનો નહિ પાળો તો આજની સાયન્સની રૂએ "દરૂજીએ બુજી" નું ધામ કેવું થાય છે, અને "ઇરાંનશાહ" ની પવિત્રાઇને નુકસાન કેમ પુગે છે, તે મે મારાં આગળા ચોપાન્યાંમાં બતાવી આપ્યું છે, અને હજુબી હું મારૂં લખાણ દાખલા દલીલોથી ખોટું પાડવાની મીરજાં ખુશરોને ચેલેંજ કરૂં છું તું ભાઇ આય કલ્પિત છે ને પેલું ખોટું છે એવી જૂઠી ડીંગો મારી કાંઇ પણ દાખલા દલીલનાં આધાર વગર મારૂં લખાણ ખોટું પાડવા માંગે એમાં મને ને વાંચનારને કાંઇ જાણવાનું મળતું નથી. વળી તું સુવાવડખાનું ને એક સુવાવડીનાં ઘરનો મુકાબલો કરી બધાને સમજાવવા માંગે છે, તે તારી દલીલ નાપાયદાર છે. કારણ કે, જ્યાં એક સુવાવડખાનું, ત્યાં સંખ્યાબંધ સુવાવડી બાઇઓનું ધાંમ હોય છે, ને ઘરનો સુવાવડીનો ઓરડો, તેમાં એકજ સુવાવડી બાઈ હોય છે. તો શું એ બેની વાતાવરણમાં તું કાંઇ તફાવતજ ધારતો નથી ? શું ઘરની એક બાઈની દરૂજીને સુવાવડખાનાંની સંખ્યાબંધ બાઈઓની દરૂજીનું ધાંમ એ બધું સરખુંજ છે? તે સાથે ઘરે સુવાવડી થએલી બાઇની ચોખ્ખાઇ–પરખાઈનાં નિયમો કેવા હોય છે? તેને માટે ચોખ્ખાં માણસો અને સુવાવડી બાયડી કેવા કાયદા પાળે છે? તેને માટે સુવાવડી દસ્તાંનવાળીનાં જાજરૂઓ, નોનીઓ વગેરે કેવાં જુદાં હોય છે? તેનો તુંને ખ્યાલ છે? શું તે બધા નિયમો તારાં સુવાવડખાનાંમાં તું પળાવી શકશે? શું એક પરકોમવાલી "મીડવાઇફ" આ તારા બધા નિયમો દિલોજાનીથી બજાવવા કબુલ થશે? શું એક શીક સુવાવડીને ડોકટર દીવસમાં બે ચાર પાંચ વખત તપાસીને નાયા કરશે? કદાચ એવી કબુલાતો તું અને તારી કમીટી આજે મમતને ખાતર આપવા નીકળશેબી પણ તે કેટલે દરજ્જે પાળી શકાશે? તે સમજવાનું કામ વાંચનારાઓનું છે. આટલાજ ખુલાશા પરથી હું કહીશ કે, સુવાવડખાનું એ "દરૂજીએબુજી" નું મોટું ધામ છે ને આપણા રીત રિવાજોનું સત્યાનાશ વાળનારૂં એક ખાતું છે એ પુરતી રીતે આપણી તકરાર વચ્ચે પુરવાઇ થઈ ચુકયું છે.

## પવિત્ર ચીજો અને સુવાવડખાનું.

ભાઈ ખુશરોજીનાં જીગરમાં વળી કાંઇક નવી ધાર્મીક લાગણી ઉત્પન્ન થઈ છે કે, "આપણા ધારમીક ફરમાનો પ્રમાણે દરૂન, બાજ, ક્રિયા, ચોખ્ખું ખાણું વીગેરે ઉપર સુવાવડીની નજર પડવા દેતા નથી અને પડે તો અપવિત્ર થાય છે. આપણાં નાનાં ઘરોમાં ગમે એવી સંભાળો લેવા છતાં આ ફરમાનોનો ભંગ થાય છે વીગેરે. સુવાવડખાનું અલાયદું આવેલું હોવાથી દરૂન બાજ, આફ્રગાન, ફ્રેશ્તી વીગેરે વીગેરે કોઇ પણ પવિત્ર ચીજો સુવાવડખાનાંની નઝદીક નહિ હોવાથી તે ઉપર સુવાવડોની નજર નહિ પડવાથી અપવિત્ર થવાનો જરાબી સંભવ રહેતો નથી ને તે સુવાવડખાનાંથી દૂર રહેવા પાંમે છે વીગેરે."

વાહ! વળી આ સુવાવડખાનું કબુલ કરાવાવનો ખુશરોજીનો બીજો નવો

પોલીશી ફતવો છે, કે જેમાં એવણુની લાગણી ઘણીજ દુ:ખાતી હોય એવું લાગે છે. પણ ભાઇ તારાં વડીલોથી ઉદવાડામાં પોણી બસો વર્ષથી નાની નાની ઝુંપડીઓમાં સુવાવડોની રશમો પળાતી આવી તે આજ સુધી પળાય છે, તે વખતે તારાં વડીલોના ઘરમાં અને બીજાંઓનાં ઘરમાં બાજ, આફ્રેગાન, ફ્રોક્ષી, સ્તુમનાં ભોણાં, બરશ્નુમવાલાઓનાં ભોણાં, નાવર્યાઓનાં ભોણાં, ઈત્યાદી, ઇત્યાદી, બધું ક્રિયાકામ થતું હતું કે નહિ? શું તારા કરતાં તારા વડીલોની એ બાબદમાં લાગણી ઓછી હતી, એમ તું કહેવા માંગે છે? તું તેઓનાં કરતાં વધારે ધર્માતુ હોવાનો સાચો ઓઢી, આવાં બાનાં હેઠળ સુવાવડખાનાંની હિમાયત કરી ગામના લોકને આડે રસ્તે દોરવવાની પેરવી કરી રહ્યો છે, પણ ભાઈ ગામ લોકને તારા કરતાં વધારે લાગણી છે ને તે પોતાની લાગણી અને ફરજ સારી તરેહ સમજે છે. ઉપલાં બાજ બરશમ અને ચોખ્ખાં કારણુને લીધે સુવાવડખાનું હોય તો સારૂં એમ તું કહેવા માંગે છે. પણ સુવાવડ તો વરસ બે વરસે કે ત્રણ વર્ષે એક ઘરમાં થાય છે. અથવા કેથે તેવુંબી નથી. પણ દસ્તાનવાલીઓ તો દર માસે નિયમસરજ બેસે છે. ને સુવાવડી કરતાં દસ્તાનવાલીની દ્રષ્ટી ધાર્મીક નજરે જોતાં ચોખ્ખી ચીજો અને બાજ બરશમ માટે વધારે ખરાબ ગણેલી છે ને તેમ ઘરમાં હોય ત્યારે બાજ બરશમ ને ભણુવાનું વીગેરે બાબદાદેથી ઘરમાં ચાલતું આવેલું છે, તેનું કેમ? તેઓ માટેબી તમારી તિક્ષણુ લાગણી દુ:ખાતી હોય તો સુવાવડખાનાની નજદીક એક "દસ્તાન ઘાહ" બંધાવી આપોની, કે ત્યાં બધી માસિક માંદગીવાલી બાઇઓ એકઠી થઈ "દસ્તાનઘાહ" બંધાવનાર ખુશરોજીનાં ગીતડાં ગાય. ભાઇ આવી આવી આડકત્રી દલીલો લાવી તું ગામ લોકને હું ઘણો ઉસ્તાદ લખનારો છું, ને મારી દલીલો ખરી છે એમ સમજાવા માંગે છે. પણ એક લખનાર પોતાનું તખ્લુશી નામ આપે તો તે લખનારમાં સચ્ચાઇ અને ખરી દલીલો કેટલી છે? તે વિચારવાનું કામ વાંચનારી આલમનું છે.

## સુક્કી ધુળ અથવા સુક્કી રેતીનો મીરજાંજીનો સુકકો ફતવો.

વળી પાછા મારા ખુશરોજી ઓલમા બની વંદીદાદ જેવા મહાભારત અવસ્તાઓનાં દાખલાઓ તરફ દોડે છે કે, જે રિવાજોની હસ્તીજ એના કે મારા બાપદાદેથી ઉદવાડામાં નથી. એ જણાવે છે કે, મી. ઊનવાલા સુવાવડ માટે લિપેલી ભોંયનાંજ ઓરડાની જરૂર જણાવે છે, અને તેના કહેવાતા પ્રીલસુફી ભર્યા કારણો સમજાવે છે!! મી૰ ઉનવાલાએ અહીયાં ગોતું ખાધું છે કારણકે વંદીદાદમાં "લીપેલી ભોંય" માટે લખ્યું નથી, પણ સુવાવડી અને દસ્તાનવાલી ઓરતની રહેઠાણુની જગ્યાએ "**સુકકી ધુળ અથવા સુકકી રેતી**" પાથરવા ફરમાવ્યું છે, વીગેરે.

લેઓ ખુશરોજી અહી મને ગોતું ખવાડે છે, પણ અહીં એવણ સંજ્જડ ઠોકર ખાય છે તે તો જોતાજ નથી. મારી દલીલો નક્કર પત્થર જડયા વગરની જમીન માટે છે, કે જે સુવાવડી અને દસ્તાનવાલાંઓનાં ઓરડાઓમાં પત્થર જડયા વગરની લિપેલી જમીન વાપડવાનો કાયદો આપણાં બાબદાદેથી ઉદવાડામાં જાયજ છે. અને હજી ઘણે મોટે ભાગે ચાલુ છે કે જે જુની રૂઢીનાં ઓરડાઓનાં તું બખાલા મારવા ને ધિક્કારવા નિકલ્યો છે તે જૂની રૂઢીમાંથી કેવી મોતેબર સાયન્ટીફીક ખૂબીઓ સમાયલી છે તે મે મારી આગલી સીરીઝ નં. ૪ ના ચોપાંન્યાંમાં દલીલો સાથે દેખાડી આપ્યું છે. તું "સુક્કી ધૂળ અથવા સુક્કી રેતીનો કાયદો મને દેખાડે છે પણ ઇરાંનમાં ચાલુ બરફ પડવાથી સખત થંડીને લીધે ત્યાંની જમીન હમેશા સેદવાલી રહેતી હતી તેથી ત્યાં એ ભીનાશને લીધે શુક્કી રેતી પાથરવાનો કાયદો હતો, પણ હિન્દુસ્તાન ગરમ દેશ હોવાથી અહીંની જમીન શુક્કી સેદ વગરની છે તેથી અહી શુક્કી રેતી પાથરવાનો રિવાજ આપણા વડીલોએ રાખ્યો નથી=એ રીતે મારા ખુશરોજી વંદીદાદનાં મોટા "ખાં" બની વંદીદાદનાં દાખલાઓ આપવા બહાર પડયા છે, પણ તે દાખલાઓની ઉપર મુજબ ખુબી ખામી શું છે તે શીખવાની ખુશરોજીએ કાળજી કરવી જોઇએ. બાપદાદેથી ચાલી આવેલા લિપેલીજ ભોંયનાં કાયદાને આજે તુંજ વખોડવા નિકલ્યો છે, તો સુક્કી ધૂળ ને રેતીનો વંદીદાદ વાળા જમાનાનો કાયદો કોણ પાળશે? તે તમેરેજ વિચારવાનું છે. મારા વ્હાલા ખુશરોજી કહે છે કે, પત્થર વગરની લિપેલી ભોંય માટે તમારા મોબેદોને વાએઝ આપવાનું તમને આટલો વખત કેમ ભાન રહયું નથી? હાલે સુવાવડખાનું બંધાયું ત્યારેજ કયાંથી એ શુદ્ધિ આવી? વીગેરે સભ્યતાનો પાઠ શીખવનાર મારા ખુશરોજી પોતેજ સભ્યતાને અભડાઈ પર મૂકી લિપેલી ભોંયનાં દાખલાથી એટલા બધા છેડાઇ શું કામ પડો છો? એ મારી દલીલોને તોડવા માટે તો તમારી પાસે સુક્કી ધૂળ ને સુક્કી રેતી તો તૈયારજ છે! છતાં એમ કેમ? શું આ ધૂળને રેતી બધી આપનાજ અંગ પર પાછી આવી પડી, કે એટલા બધા ખીજવાઓ છો? સબર કરો બા! એવાં ચોપાન્યા રૂપે તો તમોને ને મને બેચાર યાં ઘણી વખત બહાર આવવું પડશે. જોવનીજી એવી વાએજો તો હમારા મંડળનાં બૈરાં માટીડા બધા વારંવાર સાંભળ્યાજ કરે છે, પણ તેની તમારા જેવા છુપે નામે પદડા પાછળ બેસનાર ને ખબર નહિજ પડે એ દેખઈતું છે તેથી આ તકે હમુને લખવું પડયું છે, તે તમુને નવાઇ જેવું લાગે છે. પણ મારી લિપેલી દલીલોથી એટલા બધા ભડકો છો શું કામ? આપ આખું માંખુ ચોપાન્યુંજ કહાડી બેઠા તો તેમાં મારી દલીલો તોડવી હતી! તમો એને અદેખાઇનુંજ કારણ આપો છો. તો ખુશરો ભાઈ હું કદાચ અદેખો છું. પણ વાંચનાર તો અદેખા નથીને? તો તમો શા માટે એટલા બધા ગભરાઓ છો?

## તરાની જગ્યાએ દવાઓ અને સાબુઓનો મીરજાંજીનો ફતવો.

આપણા ખુશરોજી વળી એક બીજો મોતેબર ફતવો બતાવે છે કે, "દુન્યાનાં બધાં સુવાવડખાનાંમાં તરાની જગ્યાએ કહોવાટ અટકાવનાર અને જંતુઓનો નાશ કરનાર લોશનો, દવાઓ, સાબુઓ પુર છુટથી વાપડવામાં આવે છે. તરાનાં ઉત્તમ ગુણોને હું માનનારો છુંજ, પણ હાલના સંજોગો પ્રમાણે ખરી હકીકત આપવાનું મેં વાજબી ધાર્યું નથી વીગેરે."

બા ! તું તરાનાં ખરા ગુણોને માનનારો તો છે, છતાં હાલે દુન્યાનાં બધાં સુવાવડખાનાંઓમાં તરાને બદલે સાબુઓને લોશનો ( L tion ) વપડાય છે, તેથી આપણે ત્યાંબી તેમજ કરવું એવું તારૂં માનવું છે ? અને તેથી મારેબી ઉદવાડાનાં સુવાવડખાનાં માટે કાંઇ બોલવું નહિ ? ખુશરો બા તુંને મારી બીજી દલીલો માટે ગામલોકને સમજાવવાની સીફારસી ખોટી જીક્કર કરવાની મળી, ને તરા માટે ખરી હકીકત આપવાનું વાજબી ધારતો નથી. એનું કારણ શું ? કારણ એજ કે નીરંગ (તરા) માટે ઉદવાડાનાં લોકને તારાં ખોટાં સીફારસી લખાણોથી સમજાવવા જાય તો કાલનો દુકાળ આજેજ પડે કારણકે નીરંગ ( તરા ) માટે ઉદવાડામાં એટલી તિક્ષણ લાગણી છે કે, તારી સીફારસ તુંનેજ ભારી પડી જાય એમ છે. તેથીજ ભાઇ " સીસ્સેકા તીન પાંઉ " કરી ગયો છે. પણ ભાઇ તું જો તરાની બાબદ પર ઉતર્યો હતે તો મારે એ પર ઘણું બોલવાનું હતું કે જેથી ગામલોકને આપણી તકરારથી નીરંગ (તરા) ની મોતેબરી માલમ પડતે પણ જોઇશું ! તું મને એવી બીજી તક આપશેજ એવી આશા છે.

## સુવાવડખાનામાં એકમેકને નહિ અડકવાનો કાયદો પાળશેજ એવી ખુશરોજીની ખોટી સીફારસ.

સુવાવડીઓ અને દસ્તાનવાલીઓ એકમેકને નહિ અડકવાનાં સાયન્ટીફીક કારણો મેં મારાં ચોપાન્યાંમાં જણાવ્યા છે. તેનાં જવાબમાં ખુશરોજી જણાવે છે કે, "એ રિવાજમાં ન્યુન્તા જોવામાં આવ્યા છતાં, મી૦ ઊનવાલાએ અને તેઓના ગોઠયાઓએ તેનાં અટકાવ માટે કોઈ દિવસ કાંઇ પણ પ્રયાસો કર્યા નથી, ને હમણાંજ જ્યારે સુવાવડખાનું નિકળ્યું ત્યારેજ—એ રિવાજ ઉપર લાંબી લાંબી વાએજ આપવાનું તેમને કેમ સુજ્યું ? વીગેરે.

મીરજાંજી જણાવે છે કે, આ બાબદમાં કાંઈ પ્રયાસ કર્યો નથી પણ ભાઇ, એ અને એવા બીજા અટકાવ અર્થેજ મને ચોપાન્યાં રૂપે બહાર આવવું પડયું હતું. અને તેવા અર્થેજ તે ચોપાન્યાને મથાળે આપેલું છે કે, "આ ચોપાન્યું બાનુઓએ ખાસ વાચવુંજી." છતાં હજી કેવીક મારી પાસે વાએજ કરાવા માગે

છે. બા ! તુંને મારા લખાણોમાં સમજણ નહિ પડે, ને તું જવાબો આપવાની મ્હોટાઇ કરવા નીકળે, એબી તારા સાંકડા ભેજાની ખામી કહેવાય ! મેં તેમાં ખુલ્લું જણાવેલું છે કે, કાંઇક ન્યુનતા જોવામાં આવે છે. એનો અર્થ એ કે એવું કરનારાં સોમાં એકુ બે જણુ હોય ! તેથી મારે ને મારા ગોઠયાઓએ એમાં અટકાવવાનો પ્રયાસ કરવાનું શું હોય ? પણ જયારે આંજે સુવાવડખાના જેવું "દરૂજીએ બુજી" નું ધામ ઉદવાડામાં થાય, ને તેનો લાભ લેવાય તો એ કાંઈ ન્યુનતા વધીને મામલો બગડવાનો કુદરતી સંભવજ છે. કારણ કે કોઇબી સુવાવડખાનાંનો એવો કાયદો તો આપણે સાંભળ્યોજ નથી કે ત્યાં એકમેકને અડકતાં ન હોય ? અને ડાકટર દૂરથી રહેતા હોય, અથવા તુરત કપડાં બદલી નાહી લેતા હોય ! તો પછી આ તર્કે આપણા આ રિવાજોમાં સાયન્ટીફીક ખુબીઓ શું છે ? તેનો કાંઈક ખ્યાલ મારી શકિત મુજબ મેં આપ્યો છે. તેમાં મેં મોટી મોટી વાઓજો શું કીધી છે ? જો એ મારી દલીલો ખોટી હોય તો તેને તોડવાને તારી કલમ તો તૈયારજ છે, છતાં તું તારા જવાબમાં પછાત શા માટે પડયો છે ? વળી આગળ ચાલતા ખુશરોજી સીફારસ કરે છે કે, જો સુવાવડખાનામાં એક બીજાને દૂર રહેવાનો કાયદો પાળવોજ હોય તો, સહેલાઇથી બની શકે એમ છે. બા ! કયાં સુવાવડખાનામાં એ કાયદો પળાય છે કે, તું ઉદવાડાનાં સુવાવડખાનામાં સહેલાઈથી પળાવી શકવાનો છે ? અને કયા સુધરેલા ડાકટરજી તમારો એ કાયદો માન્ય રાખવાના છે ? તારા એવા સીફારસી લખાણોથી ગામ લોકને સુવાવડખાનાં તરફ ઘસડી જવા માંગે છે, તે કાંઇ વળવાનું છે ? એવાં તારા ફાંફાંથી ઓરબી તારૂં સુવાવડખાનુ વગોવાય છે. માટે તત્વ વગરની તારી કલમને હાલે સંતાડી રાખ !!!

## એક ડાકટરે સુવાવડીને અડકીને નહિ નાહવાના ગંભીર ઘેર ફાયદા.

મે મારા ચોપાન્યામાં એક ડાકટરે સુવાવડીને અડકીને બીજી બાઇને નાહયા વગર અડકયાથી કેવા ઘેર ફાયદા થાય છે, તે વિષે ખુદ ડાકટરે પોતે આપેલો મત અને પોતે કરેલા પસ્તાવાનો દાખલો આપ્યો હતો તે વિષે ખુશરોજી જણાવે છે કે, મી. ભીનવાલા કહે છે તેમ, જો ખુદ આ " ડાકટરી કાયદો " છે તો પછી ડાકટરો એ કાયદો નહિ પાળશે એમ માની લેવાનું કારણજ શું છે ? ડાકટર પોતાનાં ધંધાની જોખમદારી સારી રીતે સમજે છે, અને તેની વચ્ચે માંથું મારવાની તમને કાંઇ જરૂર નથી વીગેરે."

જો આજનાં ડાકટરો પોતાના પવિત્ર ધંધાની આ પહેલી ફરજ સમજતા હોય, અને જરથોસ્તી ધર્મનાં આ મોતેબર સાયન્ટીફીક કાયદાને માન આપીને બધાજ પારસી ડાકટરોબી ચાલતા હોય, તો આજે હમોને આવા સુવાવડ ખાનાંઓ માટે વિરૂધ જવાનાં જેમ બીજા કારણો છે, તેમ આ કારણ રહેતે નહિ. મને

ખાસ ભાર મુકીને જણાવવું પડે છે, કે આજના પર કોમવાલા ડોકટરો સાથે ખુદ પારસી કોમનાં ઘણા ડોકટરો આ કાયદાને તદન તુચ્છ (Humbug) ઘણી બધાજ એવી ભૂલોનો ભોગ થઇ પડે છે. કારણમાં તેઓ ખુલ્લું જણાવે છે કે, એવો કાયદો હોય તેથી શું એક હોસ્પીટલમાં ૧૫–૨૦ યા ૨૫ સુવાવડી બાઇઓ હોય તેની ખાસ તપાસ વડો એકજ ડોકટર કરે તે જો દરેક જણને તપાસીને નાહવા જાય તો કેમ પાળવે ? અને એ દેખઈતુંજ છે. તેથીજ આપણા ગામમાં એવાં ખાતાંઓ ગામથી દુર અલાયદાનીજ ખાસ જરૂર છે. ખુશરોભાઈ, તું મને એમાં શાંકડે મનનો ગણે છે. પણ તારાં નવસારી સુરત મુંબઇ વીગેરેનાં ભરચક સુવાવડખાનાંઓ ચાલે છે ત્યાં ડોકટરો એક "સુવાવડી બોખાર" ( Puerperal–Fever ) વાળીને અડકીને નાહીનેજ બીજીને અડકે છે, એવો એકું દાખલો આપશે ? અને એમજ જો હોય તો કેટલીક વાર ડોકટરોની ગફલતીથી કેટલીક સુવાવડી બાઇઓ ઝેરી બોખારની ભોગ થઈ પડી મરણ પાંમેલી આપણે સાંભળ્યે છીએ તેનું કારણ શું ? જ્યારે એવી ભૂલો ખુદ ડોકટરો કરતાંજ હશે ત્યારેજ ડોકટર "હોલમસ" જણાવે છે કે ની કે—

"God forbid that any member of the profession to whom she trust her life, doubly precious at that eventful period, should hazard it negligently unadvisedly or selfishly !"

"યાને એક હમેલદાર ઓરત પોતાની તેવી સ્થીતિમાં પોતાની બેવડી કીમતી જીંદગી એક ડોકટરની સંભાળ હેઠળ મૂકે તો ઓ ખુદા ! તું તે ડોકટરને તેણીની સાથ બેદરકારપણે, ( એટલે એક સુવાવડીને અડકીને નાહ્યા વગર તેણીને અડકવાનું બેદરકારીપણું કરે તો ) વગર સલાહે અને એકલે હાથે વર્તતાં અટકાવજે !"

જ્યારે હવે એક ખુદ ડોકટર જેવો એવો અભિપ્રાય આપે છે, તો તેમાં મારૂં મગજ સાંકડું છે કે, એવી બીન સમજદારીને લીધે તું ટાંચી અક્કલનો નમુનો છે તેનું તોલ વાંચનારજ કરી લેશે.

## પેલો એક બાનુને ત્યાંનો ફેંકેલો તોલ્લો તે પર પાછી અવિચારી મુજાહેમત.

આપણા ખુશરોજીએ પેલાં બાનુંને ત્યાંનાં ઘર માટે ઓરડો તદન અંધારો ને નાનો હતો એવો તોલ્લો ફેંકયો હતો તેનાં ઘરની હકીકતનો મારા તરફથી પુરતો જવાબ મળવાથી, તે બધું પડતું મુકી તેવણ હવે ડોકટરની બદલમાં લખાયલા મારા શબ્દો પર મુજાહેમત કરે છે. કે ઉનવાલાં લખે છે કે–"બધાને અડકીને અલહદાય એવા હેતુથી ડોકટર સાહેબ બાઈને બહાર ખડકીમાં લાવ્યા હતા." વીગેરે આપરથી ખુશરોજી લખે છે કે, "મી. ઉનવાલાનાં આ શબ્દોજ ઉદવાડામાં એક સુવાવડખાનાની જરૂરીયાત પુરવાર કરે છે." વીગેરે.

ભાઇ ખુશરો તું મારા શબ્દોનો અનર્થ કરી ગામલોકને આડે રસ્તે સમજાવવાની પેરવી કરે છે પણ એમાં તારી અક્કલનુંજ તોલ નીકળે છે. મારા શબ્દો ખુલ્લા છે કે, **બાધા અડકી અભડાય એવા હેતુ (Intention) થી** ડોકટર સાહેબ બાઈને બહાર ખડકીમાં લાવ્યા હતા, નહિ કે કાંઇ ઓરડામાં અગવડ હતી અને ઓરડો અંધારો હતો તેથી બહાર લાવ્યા હતા, ઓરડો તો સવલતો ભરેલો હતો પણ પેલા ડોકટરની નેમ એવી હતી. તેથી ભાઈજી મારા શબ્દો સુવાવડખાનાંની જરૂરીયાતો પુરવાર કરતાજ નથી. બલ્કે આવા મજાનાં ઓરડાઓ હોય છે, તેથી સુવાવડખાનાંની કાંઈ જરૂર નથી એમ પુરવાર કરે છે. સુવાવડખાનાંની જરૂરીયાત માટે તો તુંએ એ બાઇને ઘરનો દાખલો આપીને ગામ લોકનાં મનમાં ઠસાવા માંગ્યું હતું, જેથી "દરૂજીએ બુજી" ના ધામની સામે મને દલીલો કરવા નિકળવું પડયું છે. અને તે મેં અનેક રીતે સાબેત કરી આપ્યું છે.

## મારા લખાણુ માટે ગામ લોકને આડે રસ્તે દોરવવાની ખુશરોજીની ચાલાકી.

ખુશરોજી લખે છે કે, મી. ઉનવાલા ઘણીજ ઉશકેરણી ભરેલી ભાષામાં ગામ લોકને ઠગવાની યુક્તિ કરે છે અને કહે છે કે, દવાખાનાનાં ડોકટરો અને માણસો નાયા ધોયા વગર પાછાં ગામનાં ચોખ્ખાં દરદીઓને અને બરશ્નુવાલા મોબેદોને અડકી તપાસી દવા આપે ને તેજ મોબેદો બરશ્નુમ રાખી ઈરાંનશાહની બોય દેવા જાય વીગેરે. "હું મી૦ ઊનવાલાને ભારપુર્વક પુછીશ કે, ડોકટર નાહ્યા વિનાં બીજા દરદીઓને અડકશે એમ તેઓ શા આધારે કહે છે? તેઓ પાસે તેનાં શું કારણો છે? વીગેરે"

ભાઇ ખુશરોજી મારા લખાણોથી તુંને એટલો બધો ગભરાટ શા માટે થાય છે? કદાચ ગાંમ લોકને ઠગવાની હું ગમે તેવી યુક્તિ કરીશ પણ ગામ લોક બીન સમજદાર નથી કે, તે પર ભોલવાઇ જશે. દવાખાનાનાં માણસોને જો એકુ બે સીક સુવાવડી બાઇઓને દિવસમાં કાંઈ સંજોગો વચ્ચે પાંચ સાત વખત અડકવું પડે, તો શું તે ગમે તેવા બાંધેલા કાયદાઓ છતાં પાંચ સાત વખત નહાશે કે નહિ તે કલ્પવાનું કામ ગાંમ લોકનું છે. આપણે ત્યાં સુવાવડીને અને દસ્તાનવાલી ને અડકીને તુરત નહાવાની સરતેજ ડોકટરોને રાખવામાં આવે છે, એ અસલ આપણા કાયદાઓ હતા, પણ હાલે એ સરતો કરવામાં આવે છે કે નહિ તે હું જાણતો નથી, કારણકે હાલની કમીટી એવું કંઈબી કામ અનજુમનને પુછીને કરતી નથી છતાં એવા કાયદાઓને ઘણા ડોકટરો ફકત ધરધણી અને ગાંમ લોકની લાગણીને ખાતરજ માન આપે છે. તો સુવાવડખાનામાં અને દવાખાનાંમાં એવા ડોકટરોને તમે સુવાવડીને અડકીને નાહયા કે નહિ તે કોણ પુછવા જવાનું? ને તે ડોકટર નાહયા કે નહિ તેની સાબેતી કોણ આપવાનું? ભાઈ તું

કાંઇ એ રીતે ગામ લોકને "છાબલે સુર્ય ઢાંકવાની" યુક્તિ કરી બનાવવા માંગે છે તો કાંઈ બનવાનું નથી. ભૂત કાળનાં બનાવોથી અને બીજાં કારણોથી તું અનજાણો હશે પણ ગામ લોક બધાંજ અનજાણા નથી, તે તારે યાદ રાખવું જોઇએ! સુવાવડીને અને દસ્તાનવાલીને અડકીને નહાવાનાં પુરેપુરા કાયદાઓ છે છતાં તે કાયદાઓનો ભુતકાળમાં કેટલો ભંગ થયો છે તેની તુને ખબર નથી, પણ તે ગામ લોકને સારી તરેહ રોશન છે. માટે હું આજેબી જણાઉ છું કે, ઇરાંનશાહની બોય દેનારા બરસ્નુમવાલા મોબેદોની પવિત્રાઇ માટે દવાખાનાનાં સંબંધ સાથનું આ સુવાવડખાનું ઘણુજ જોખમ ભર્યું છે. તું દવાખાના કમીટીનાં મેમ્બરોને ધર્મનાં ફરમાનને માન આપનારા ચુસ્ત જરથોસ્તીઓ તરીકે ગણવાનો દાવો કરે છે, તો પછી આ ધર્મનાં ફરમાનનો અને પાક ઇરાનશાહ સાહેબનો એઓએ વિચાર કર્યો છે કે? શું એઓને હૈડે ઈરાંનશાહની દાઝ નથી? પણ અત્રે હાલે હું વધુ બોલવા માંગતો નથી. તક મળવે જોઇશું!

## સુવાવડખાનું પાક ઇરાંનશાહથી કેટલે દુર જોઇએ?

મારા ખુશરોજીને અને એવણની પક્ષવાલાઓને હમારા બહેસ્તબહેરે ઊસ્તાદ સાહેબ બહેરાંમશાહ સરોફનાં શિક્ષણની અને લખાણોની મોટી છીટ છે અને એવણ સાહેબનાં સઘળાં શિક્ષણોની મીરજાંજી અને એની પક્ષવાલાઓ સખત વિરૂધ છે, છતાં આજે આપણા ખુશરોજી બહેસ્ત બહેરે બહેરાંમશાહજીનાં ચોપાન્યાંનો દાખલો મને આપવા બહાર પડયા છે તે જાણી મને અજાયબી લાગે છે અને મોટી અજાયબી તો એ છે કે, જે ચોપાન્યાંનો એવણ મને દાખલો આપે છે તે આખુ ચોપાન્યું "દરજીએ બુજી" અને બીજી દરૂજીઓની બાબદોથી ભરપુર છે તે એવણની જાણમાં ને વાંચવામાં આવ્યા છતાં, મારાં લખાણ પર જુઠ્ઠી મુજાહેમતો કરી મારા લખાણોને શા માટે ખોટાં પાડવાનાં ફાંફાં માર્યાં હશે? મારાં લખાણ માટે એકબી દલીલ પુર્વક દાખલો આપવાને ખુશરોજી તદન અશકત બન્યાં છે. એવણની લખેશરીમાં ખપતી કલમ જુઠ્ઠીજ તકરારો કરી પછાત પડી છે. ને એવણ ઘણા ડાહ્યા થવા જતાં દોઢ ચતુર બન્યા છે. બહેસ્તબહેરે બહેરામશાહજીના ચોપાન્યામાં જણાવવામાં આવ્યું છે કે, "મહોલ્લાઓમાં ચોકશ અંતરે જૂદાં મકાનો બાંધવામાં આવતાં હતાં" એ શબ્દો એવણે એ ચોપાન્યાંમાં ચાલુ મેટરને લીધે ટુકમાં મુકયા છે, પણ એવણની " ખોરદેહ અવસ્તા–બા–તરીકત " નાંમની ચોપડી છે તેનાં પાંને ૫૩૧, મેં જણાવે છે કે, "તદન અલાહેદ્દ માણસોનાં વસવાટથી દુર જુદું મકાંન દસ્તાંન–ગાહને–નાંમે એક જીલ્લામાં રાખતાં હતા જેનો તફાવટ **વસવાટથી ૯૦ થી ૧૮૦, કદમ સુધીનો રહેતો હતો"** કેમ બા ખુશરોજી! હમારા ઊસ્તાદ સાહેબનું બીજું લખાણ જોયું કે? એમ તું એકજ ચોપડી વાંચી ઉછાછલો બની અદેખાઇનાં અંગારમાં હોમાવે તે અગાઉ બધી ચીજનો બરાબર અભ્યાસ કર, કે તારી અદેખાઈની આગ જરા થંડી પડે! અસલ ઈરાંનની જરથોસ્તી

વસ્તી એટલી બધી હતી કે, આપણા બે ગામ જેવાં એક મહોલ્લામાં સમાઈ જતાં હતાં અને ત્યાં ચોકસ અંતરે દસ્તાનઘાહ બાંધવામાં આવતાં હતાં અને તેનાંથી સેંકડો વારને છેટેજ આતશે બહેરાંમો, ને આતશ કદેહએ બાંધવામાં આવતાં હતાં. પણ ઉદવાડાની માફક જે દવાખાનાંમાં ઇરાંનશાહની બોય દેનારા બરશ્નુમવાલા મોબેદો દવા લેવા જાય તેજ દવાખાનાનાં કમ્પાઉન્ડમાં–દવાખાનાનાં સ્ટાફ સાથે સંબંધ ધરાવતાં અને ઇરાંનશાહ જેવા પાયતખ્તના નાંનાં ગુંચુમલાં (Closely) ગામડામાં, સુવાવડખાનાં અને દસ્તાનઘાહ બાંધવામાં નહિ આવતાં હતાં. અને આજે નવસારી જેવામાંબી આતશેબહેરાંમથી સેંકડો વારને છેટેજ લગભગ શહેરની બહાર જેવું સુવાવડખાનું છે. તેથીજ હમારી લડત છે કે, ઉદવાડામાં એક સુવાવડખાનું એવું જોઇએ કે, ગામને લાભ કર્તા થઇ પડે, તે સાથે આપણા પાક નૂરી ઇરાંનશાહનો મોભો અને પવિત્રાઈ જળવાઈ આપણી ચોકખાઇ પરખાઇના ચાલતા આવેલા કદીમ રીત રિવાજો જળવાય, એવી રીતે ગામની બહાર તેના જુદા સ્ટાફ સાથે એક લાયક સુવાવડખાનું કહાડવા માટે હમો દિલોજાનીથી ખુશી છીએ. અને એ કામ માટે ગામને પુછી ગામની અને અનજુમનની બહાલી લઇ કામ કરવામાં આવે તો હમો રાજી થઇશું ! ! !

## ઉદવાડાનું સુવાવડખાનું ઇંટ ચુનાનું ખોખું !
## તેમજ ફરતેની જાજરૂની ટોપલીઓનું હવાખાનું.

આપણાં ખુશરોજી ઉદવાડાની બહેનપણીઓને અને તેનાં વહેત્યાં બાળકોને આરોગ્ય બનાવવા અને તાજી હવા ખવડાવવા અને સુવાવડનાં હાલતમાં મસ્ત ( Healthy ) બનાવવા સુવાવડખાનામાં લઈ જવાની ભલામણો કરે છે ને મુંબઈ તેમજ નવસારી વીગેરેનીજ સગવડ ( Facility )ના જેવાંજ સુવાવડખાનાંની ઉદવાડાનાં હાલનાં સુવાવડખાનાં સાથે સરખામની કરવાનાં ફાંફાં મારી સીફારસ કરે છે અને જણાવે છે કે, સુવાવડખાનાંમાં દરેક ફરનીચર ખાવા પીવાની સુવા બેસવાનાં બીછાનાંની દરેક બાધ, ખોરાકી દવાઓ વીગેરેની સામેલગીરીઓની ગોઠવણ દવાખાનાં કમીટી તરફથી **કરવામાં આવનાર છે.** વીગેરે. ”

વાહ ખુશરોજી ! કરવામાં **આવનાર છે.** એટલે જે દારે બી થાય તે દારે ખરૂં ! આ તમારી ગામ લોકને દોરવવાની પોલીશી ! જો તેમજ છે તો કમીટીવાલાઓ એ બાબદ સત્તાવાર રીતે બહાર કેમ નથી પાડતા ? એ બધુ ગામ લોકને નહિ ને તારાજ સાંભળવામાં કયાંથી આવે છે ? એટલે આ બધું તારી પાસે કમીટીવાળાજ લખાવતા હોય એમ લાગે છે. જે હોય તે, પણ આજ કાલ તો સુવાવડખાનું ગામ લોક માટે સાંભળવા પ્રમાણે “ઇંટ ચુનાનું ખોખુંજ ” કહેવાય ! ચાલો એ તો હવે હશે, પણ સુવાવડખાનાંની ફરતે પેલાં એકનાં અનેક સંખ્યાબંધ જાજરૂઓની ફર્યાદ થઇ છે તેનું કેમ ? તે બધાં જાજરૂઓ તપાસમાં સિદ્ધ પણ થયાં છે. પેલાં “વહેત્યાં થઇ જતાં બાળકો અને નાજુક સુવાવડી બાઇની નજદીક

સુવાવડખાનાનાં નાનકડા કમ્પાઉન્ડની ફરતે જાજરૂની ટોપલીઓની ફરમાસુ હવાનું કેમ ? શું એ હવાથી સુવાવડીની હાલત સુધરશે ? પેલા અંધારા ઓરડામાં વહે ત્યાં થઈ જતાં બાળકો આ હવાથી ગુરગીન થશે ? અથવા તો તે ફરમાસું હવાને આજની સાયન્સ પ્રમાણેની યાંત્રીક શોધથી બહાર કહાડી નાંખવાની કમીટીવાળાઓએ કાંઇ યુક્તિઓ કરેલી છે ? નહિ તો પેલી કહેવત છે તેમ "લેને ગઈ પૂત ઓર ખોઇ આઇ ખશમ" તે પ્રમાણે ખુશરોજી સુવાવડીને તાજી હવા ખવાડવાને બદલે જાજરૂઓની હવા ખવાડી પેલા જુના જમાનાની રૂઢીનાં અંધારા ઓરડા કરતાં નબેતર હાલત નહિ કરે ! ને એમ જો હોય તો ઉદવાડાની કઈ ગરીબમાં ગરીબ બાઈબી પોતાની આવી હાલતમાં આ સુવાવડખાનું કબુલ કરવા તૈયાર થશે, તે વાંચનારી બાઇઓ અને બહેનો એજ વિચારવાનું છે.

## મારી દલીલો તોડવાને ખુશરોજી નીષ્ફળ નીવડવાથી ઊનવાલાજીઓને અદેખાઈ અને આડાઇની ઉપમા.

જ્યારે મારી ધાર્મીક વાજબી અને ખરી દલીલો તોડવાનાં ફાંફાંમાં ખુશરોજી પોતે નીષ્ફળ નીવડયા છે, ત્યારે હવે ઉનવાલાજીઓને અદેખાઈ અને આડાઇની ઉપમાં આપીનેજ સંતોષ માને છે. દવાખાનાં કમીટી પોતાનાં કાર્યોમાં આગળ છે, કે પછાત છે તે બધું ચુંટણી વખતે હમોએ હેન્ડબીલ રૂપે અને આવી સીરીઝો રૂપે બધુ બતાવી આપ્યું છે. અને તે વાંચનારી આલમને રોશન છે. કદાચ કમીટીની ખંતથી સુવાવડખાનું બરપા થયું, પણ કમીટીએ દવાખાનાની આયતી જગ્યા પર એક ખાલી મકાનનું ખોખું તેના નવા માણુશોના સ્ટાફ વગર લાવી ગોઠવ્યું તેમાં ગામ લોકને લાભ શું ? તે સાથે ઇરાનશાહ અને બરશ્નુ મવાલાઓની પવિત્રાઈ તરફ જોતાં ધાર્મીક લાગણીથી એ સુવાવડખાનું તદન વેગળું ગયું, જેથી હમારી ધાર્મીક લાગણી કુદરતીજ જાગૃત થઇ, તેથી હમોને એની સામે વાજબી રીતે બોલવું પડયું છે અને હજી પડશે તો એમાં અદેખાઈ ને આડાઈ જેવું શું છે ? ધાર્મીક નજરે જોતાં સુવાવડખાનાંઓ "દરૂજીએ બુજી" નાં ધામ કેમ થઇ પડે છે, અને તે ઇરાંનસાહ જેવાં આતશ બહેરામોને કેટલાં બધાં ખલલ કરતા છે તે મેં સાબેત કરી આપ્યું છે. એ દલીલો તોડવાને તું અશકત બન્યો છે તેથી હમોને તું અદેખાઇ ને આડાઇની ઉપમા આપવા જતાં પોતેજ એ અદેખાઈની આગમાં કેવો જલે છે તેનો ખ્યાલ તને મનમાં કયાંથી થાય એ દેખઇતું છે. એ તો સામેવાલોજ વાંચનારો એણો ખ્યાલ કરી શકે !

## ઉનવાલાની ધમકીને પોકળ ધણી ચેલેંજ કરવા જતાં અથોરનાન મંડળના રિપોર્ટમાંથી નીકળેલો બાઉ !

ખુશરોજી મને મે ક્રિયા કામોની બુબી ખાંમી પર મને આવવું પડશે એમ જણાવ્યું હતું, તે માટે એને મારી પોકળ ધમકી સમજી જણાવે છે કે "એવી

ધમકી આપી ડબરાવવાનાં દહાડા હવે નહીં ગયા છે." ને બી. ઉનવાલા "આગળ ચાલશે" તો "તેઓની સાથે "ચાલવા હું તૈયાર છું." વીગેરે.

હા મીરજાંજી તમો તમારા મોં પર બુરખો નાંખીને બહાર આવવા તૈયાર તો હશોજ પણ મને તમો ચેલેંજ કરો, ને તે ચેલેંજ હું ઉપાડું, તે અગાઉ તો "ઉદવાડા અથોરનાંન મંડળ" ના સેક્રેટરીઓજ ક્રિયા કામની તકરાર પર ઉતર્યા છે (જુઓ "અથોરનાન મંડળનો રિપોર્ટ અને હિસાબ પાનું ૧૩ મું ") લેઓ બા આ પોકળ ધમકી! ભાઇ ખુશરોજી તું એટલાથી ગભરાઇશ માં! એતો મારી ધમકીનો અમથો "દિબાચો" છે. ને એટલુંજ બહાર પડતાં તો તારી પક્ષવાલા છેલ્લી તા. ૨૦ મી જુન ૧૯૩૦ની મીટીંગમાં તરે ઉપર થઈ ગયા છે, અને એના આવેશમાં તો અનજુમનમાં આગલી પાછલી નીકળી મોટી તકરારો ચાલી છે, ને તમે લોક શું કામ છપાવોચ? શું કામ છપાવોચનાં પોકારોથી હમારા કાંનો વિંધાઇ ગયા છે. પણ ખુશરોજી આપ જવાબ આપવા તો તૈયારજ હશો? તો ચાલો! પછી હું તમારો "સભ્યતા" નો પાઠ ભણાવી તમારી પાછળ સાયન્ટીફીક ફીલસુફી બતાવીશ! હાલ તો આપ એ પર આપના છુપે નામેની અહના શકિત અજમાવો. બા-ભૂપા-લે બા આ ભૂપી વેલ કમ મીo ખુશરોજી! Welcome.

હું એમ પુછું છું કે, આ મારી પોકળ ધમકી હતી તો હજી તો "અથો-રનાંન મંડળ" એનો વિચાર જણાવે છે તટલેજ કેમ એની "ચીમકી" વાગી ગઇ છે, કે તમારા દસ્તુરજીઓ ૭–૮ વર્ષે આજેજ મહેતાજીની નિમણુંક કરવાની જાહેરખબર આપી દોડા દોડી કરી રહયા છે? ને કંઇ અનજુમનને પુછી ને મહેતાજીનાં કાયદાઓ ઘડયા છે? એમ તે કાંઇ તમારા પસંદ કીધેલા મતલબી મહેતાજી અનજુમન પસંદ કરવાની છે? જોઇશું ચાલો તો સહી!

## ઉદવાડાનાં હમદીનોને એક ખાસ અરજ સુવાવડખાનામાં મોત-જીવત માટેની શું સગવડ છે? તે પર પહેલો વિચાર કરજો.

જ્યારે કેટલાક તકરારી વકીલો કોર્ટમાં સાંમી પક્ષનાં કેસો મુક થએલા જાણે છતાં એક્કા બોલો પર ખોટી તકરારો કરી કોર્ટનો ટાઇમ બરબાદ કરે (Waste) છે, તે રીતે ખુશરોજી મારી દલીલો સામે આવી એકબી દલીલ પુર્વક દાખલા વગર જાને પોતે કેટલાક જાણકાર હોય તેમ, લખાણનું ખોટું પીંજન કરી ઉદવાડાનાં ભોળાં લોકને સુવાવડખાનાંની ઉદવાડામાં ખાસ જરૂર છે, એવું જણાવવાનાં અનેક રીતે ફાંફાં મારી રહયા છે. પણ મારી સાંમે આવવામાં તારા લખાણમાં કેટલું "તત્વ" છે તે ઉદવાડાનાં સમજુ વર્ગે જોઇ લીધું છે. ખુશરો જણાવે છે કે, સુવાવડખાનાંથી "દરૂજી એબુજી"નો વધવાનો ઘુમાટો તદન કપટી ને નાપાયદાર છે, સુવાવડખાનાંથી ધામીંક રીત રિવાજોનો ભંગ થવાનો નથી, ગરસ્તુમવાલાઓનું

ખોરેહ ક્તેહ થવાનું નથી, ઇરાંનશાહની પવિત્રાઇને કાંઇ ખલલ થવાની નથી, બલ્કે સુવાવડ ખાનાથી તો ધર્મની કેટલીક અસલ નેમો ઘર કરતાં વધુ સારી પાળી શકાશે.” વીગેરે.

ખુશરોજી આ બધી મારી દલીલોને તારા પુરાવાઓથી તોડવાને તદન નિષ્ફળ નીવડયો છે. તારા આવા જવાબમાં કાંઇ મારી દલીલો તુટતી નથી. મેં મારા ચોપાન્યામાં વાજબી દલીલો આપી ઇરાંનશાહ અને બરશ્નુમવાલાઓ તેમજ ગામ લોકની પવિત્રાઇને શું નુકશાન થશે ? તે આજની સાયન્સની રૂએ બતાવી આપ્યું છે. અને હવે મારે ગામ લોકનું ખાસ ધ્યાંન ખેંચવું છે તે એ છે કે, આપણે ત્યાં મોત જીવતનાં સવાલ વખતે પવિત્રાઈ જાળવવાનાં જે કાયદા કાનુંનો વપડાય છે, તેવા કાયદાઓ સાંભળવા પ્રમાણે મુંબઈ, નવસારી, સુરત, કે કેથે બીજે ઠેકાણે નથી. આપણે ત્યાં ખુદા નખાસ્તે એક સુવાવડી યા દસ્તાનવાલીનું મોત થાય છે, તો તે રૂવાનને રીમન ગણવામાં આવે છે, અને તેની સારવારમાં તેને જેટલાં અડકેલાં હોય તે બધાં રીમન થાય છે, અને તેને રીમન નહાવું પડે છે. મુખ્ય બાબદ તો એ છે કે, એક એવી હાલતવાલાં મરનારનો છેલ્લો દમ પુરો થાય કે, તેની સાથેજ ઘરમાંથી અને આડોશી પાડોશીનાં ઘરોમાંથી હિન્દુ દુરવંદોને તુરતજ દુર કરવામાં આવે છે, અને આપણે ત્યાં આ નિયમ પર ખાસ ધ્યાંન આપવામાં આવે છે. તે આપણાં બધા હમદીનો જાણે છે અને તે ખુશરો ભાઇ પણ કબુલ કરશે. તો સુવાવડખાનામાં ગએલાં કોઈ બાઇ ખુદા નખાસ્તે મરણ પાંમે તો, તે બાઇનું ત્યાં શું થાય ? તેને જો ઘરે લાવવા માંગો તો તેને ઉચકવા જેટલા જણ અડકે તે બધાં રીમન થાય ને કોઇ જુદદીનથી તો ઉચકાયજ નહિ. અડકનારાંઓનાં કપડાં અને જે પર તે બાઇને લાવવામાં આવે તે બધી ચીજ રીમન થાય ને તે ચીજો આપણા કાયદા પ્રમાણે ખાસ રદ કરવી પડે ! તો એ પ્રસંગે ઘરધણીની અને મરનાર બાઈની હાલત શું ? અને એવી રીતે એક રીમન રોઆંન ડુંગરવાડી સિવાય પવિત્ર ઘરમાં લાવી શકાયકે ? એ આપણે માટે એક મુખ્યમાં મુખ્ય સવાલ છે. આ જરૂરી બાબદ માટે આપણાં ખુશરોજીએ અને પેલી તમારી ધર્મચુસ્ત કમીટીએ શું ઉપાયો લીધા છે ? તે જણાવવા મહેરબાંની કરશે, તે સાથે એક સુવાવડી બાઈનું બચ્ચું રાત અવાર મરણ પાંમે તો આપણે ત્યાં તો તે બાઈ એજ બચ્ચાંનો શચકાર કરવાનો રિવાજ છે, તો ત્યાં શું કરવું ? અને જો તે બચ્ચાંનેબી ઘરે લાવવા માંગે તો તેબી રીમનજ છે તેનું કેમ ? એક મરણ પામેલી સુવાવડી યા દસ્તાનવાલી બાઈ માટે આપણે ત્યાં કેવી હલાકી પડે છે, તેની ખબર મીરજાં ખુશરોને છે કે ? એવો પ્રસંગ કુદરત કોઈને ન દેખાડે પણ જો સરજતે આવવા પાંમે છે, તો ઘરધણીનાં ઘરમાં સવલતાઓ છતાં કેવા બુરા હાલ થાય છે, તેનો ખુશરોને સ્વપ્નોબી છે કે ? આજે જે ઘેરે ગમે તેવું મોત થાય છે, ત્યાં આપણાં

લોકો ગમે તેવી દુશ્મનની અને અદાવતની પરવાહ રાખ્યા વગર એવે પ્રસંગે જઇને ઘરધણીને મદદ કરી એક મેકનું કામ સંભાળી લઇ ઘરધણીને મોટી રાહ્યાત આપે છે, તો શું એવે પ્રસંગે બધાઓ રાત અવાર સુવાવડખાનામાં દોડશે કે? અને બરસ્નુમવાલા વીગેરે બીજાં ચોખ્ખાંઓબી જઇજ કેમ શકે? એ દેખઇતું છે. તે સાથે કોઇબી શીક પડે તો, ઘર આગળ સગાંવહાલાં અને બીજાંઓ જોવાને અને રાત અવાર મદદ કરવાને આવે છે. તેમ શું સુવાવડખાનાંમાંબી રીમન થવા બધાં જશે કે? મારાં હમદીન બહેનો અને ભાઇઓ આ બાબદ પર આપણે ખાસ ધ્યાંન આપવાનું છે. એવી વખતે જે પર પડે છે તેજ જાણે છે. તો શું ગામની બહેનપણીઓ આવી આફ્ત વેઠવાને માટે સુવાવડખાંનાનો લાભ લેવાને માટે તૈયાર થશે? હરગેશ નહિ. માટે મારાં ગામની બહેનપણીઓ જો તમો એ સુવાવડખાનાંનો લાભ લેઓતો ખુદાનખાસ્તે તમારી ઉપર ભવિષ્યમાં કદાચ આવું દુઃખ આવે તેનો પહેલો ખ્યાલ કરજો, ને કોઈનું રૂવાંન રખડે નહિ તેની પહેલી સંભાળ રાખી કામ કરજો. કદાચ ખુશરોજી એનો જવાબ મને એમબી આપશે કે, મુંબઈ, નવસારી, સુરત વીગેરે ઠેકાંણે સુવાવડખાંનાં છે ત્યાં શું થાય છે? પણ યાદ રાખવું જોઇએ કે ત્યાં રીમન જેવો કાંઈ બાધ નથી, તેમ સુવાવડી અને દસ્તાનવાલાને અડકવું કે નહિ અડકવું બધું કેટલાકોને સરખુંજ છે પણ ઉદવાડા જેવાં ઇરાંનશાહનાં પાયતખ્તની અષોઇ અને પવિત્રાઈ માટે આ સવાલો ઘણાંજ ગંભીર તેટલાજ જરૂરી છે માટેજ આ લખવાની હમોને ફરજ પડે છે. આ સવાલ કાંઇ મમત, આડાઈ, અને અદેખાઇનો નથી આતો મોત જીવતની ધાર્મિક લાગનીનો અને ઈરાંનશાહ સાથે તાલુકો ધરાવતા બરસ્નુમવાલા મોબેદો અને ગામ લોકની ચોકખાઈ પવિત્રાઇનો મુખ્ય સવાલ છે માટે મારાં અથોરનાંનભાઇઓ અને બહેનો "મીરજાં" ખુશરોનાં પોકળ લખાણ તરફ નહિ દોરવાંતા આ પર પુરતું ધ્યાંન આપશો એવી આશા છે.

## મારા હમશરીક બહેનો અને ભાઇઓને એક નમ્ર વિનંતી.

માહરાં ઉદવાડયાં બહેનો અને ભાઇઓને મારા ઉપલા ખુલાશા પછી, હું વિનંતી પુર્વક અરજ કરૂં છું કે, આ સુવાવડખાનાને ઉત્તેજન આપી જો તમો એને "દરૂજીએબુજી" નું ધાંમ બનાવશો, તો જરૂરથી તમારાં પવિત્ર અને ગરિબ ગામ ઉપર પાક ઈરાનશાહનાં શ્રાપ ઉતરશે, જો કે આજે ગમે તેવી મંમત અદેખાઇ, અને મારા મારી છતાં, જે કાંઈ ઉપર મુજબની પવિત્રાઇ, ધર્મ વીગેરે સાચવી રાખ્યું છે, અને તેથી જે ઇરાનશાહનું નૂર તથા ખોરેહ પવિત્રાઇથી જળકો રહ્યું છે, ને જેના પ્રતાપે આજે હઝારો માઇલો પરથી ઉદવાડે હઝારો લોકો એનાં આકરશણે ઘસડાઈ (Magnetize) આવે છે. તે સુવાવડખાનાં જેવાં "દરૂજીએ બુજી" નાં ધામથી બધું નાબુદ થશે. "મીરજાં ખુશરો" સમજાવે છે કે સુવાવડખાનું તો પાક ઈરાનશાહથી ઘણે દુર છે. પણ મારા વહાલાં હમદીનો

આવા સુવાવડખાંનાઓ ગુપ્ત રીતે "દરૂજીએ બુજી" નું ધાંમ બની, સેંકડો ને હજારોવાર સુધી અણદીઠ રીતે હવામાં પોતાની રીમની કેમ ફેલાવે છે; અને આખા ગામની અને શહેરની તાજી વાતાવર્ણને કેમ ખરાબ કરી આપણા ખોરેહને અને તનદરૂસ્તીને નુકશાન કરે છે, તે મે કેટલુંક આગલાં ચોપાન્યામાં સમજાવ્યું છે. તે રીતે પાક ઇરાનશાહની પવિત્રાઇને ખલલ પુગવાથી તમારી બરખત જતી રહેશે, તેમજ જે ઇરાંનશાહની પવિત્રાઈને નૂર બદલે તમારૂં આજે ગુજરાન ચલાવો છો તે ખોવાઇ જશે, તમારો અને તમારી આલ ઓલાદનો બાંધો અને તનદરૂસ્તીનો નાશ થઈ જશે, કારણ કે એક સુવાવડખાનામાં ગમે તેવી પવિત્રાઈનાં કાયદા પાળો છતાં તે નામેજ "દરૂજીએ બુજી"નું ધાંમ છે. ત્યાં તમો ગમે તેવી મુસીબતેથી પવિત્રાઇની સંભાળ લઈ શકાશોજ નહિ. તમો તમારો ધર્મ સંભાળી શકશોજ નહિ એ દેખઇતું છે. ગામનાં બુજરોગ અને ડાહ્યા સાહેબોએ ખ્યાલ કરવો જોઇએ કે તમો શેઠીઆંઓનાં કામ કરવાની અને કરાવવાની કેવી જાન ફેશાની બતાવો છો તો તેનું આજે આવા દરૂજીએ બુજીનાં ધામથી નખોદ વળે છે તે તરફ તમો સરનાં સરમીને ખાતર આંખ વિચામણાં કરો છો શું એક સુવાવડી યા દસ્તાનવાલી બાઇ મરણ પામી રીમન થાય છે તે વખતે ઘર ધણીની ને બીજાઓની કેવી કફોડી સ્થીતી થાય છે તે તમો જાણતા નથી? તો પછી સુવાવડખાનામાં ખુદાનખાસ્તે કોઇ મરણ પામશે તો શું હાલ થશે? મરનારનાં સગાં વહાલાં અને ગામ લોકની તે વખતે કેવી કફોડી સ્થીતી થઈ પડશે, ત્યારેજ તમોને આવાં સુવાવડખાનાં "દરૂજી એબુજી"નાં ધાંમ કેવા હોય છે તેની ખબર પડશે માટે ચેતો! મારા હમદીન ભાઇઓ અને બહેનો ચેતો! ને આવાં "દરૂજી એબુજીનાં ધાંમને જરાબી ટેકો આપશો નહિ. નહિતો જરૂરથી તે કુદરતનાં આપણા પર શ્રાપ ઉતરશે અને ઉંદવાડાને કાંઇ અણદીઠ ગેબી ફટકો પડશે. માટે જરૂરથી આ સુવાવડખાનાથી બાજ આવશો, આવા દરૂજીએ બુજીનાં ધાંમને ઉતેજન આપવું એ તમારા જેવા ઉદવાડેનાં ઇરાનશાહનાં ખાદેમોને શોભાએ માન નથી, એની હિમાયત કરવી તમારા જેવાઓને જરાબી સજાવાર નથી, ને ઉદવાડયાંઓ માટે ઉદવાડામાં આવા સુવાવડખાનાં લાયકજ નથી એ સત જાણજો ને આ લખવા પર અમલ કરજો. **આલો સાહેબજી.**

**તાજે-કલમ**=ભાઇ મીરજાં ખુશરોજી તમો આ જવાબ માટે તો ખરે નાંમે તૈયારજ હશો? આલો બહાર પડો! પણ સિદ્ધા ચાલજો. હમોએ પણ આવી એકકી સીરીઝ દર મહીને કહાડવાનો નક્કી ઠરાવજ કીધેલો છે. અને એમ બનશે તોજ, ગામ લોક આપખુદ સત્તા ધરાવનારાંઓનાં હાથ નીચે અંધારામાં કેવાં ગોતાં ખાય છે, તે તેઓને માલમ પડશે! અને ખરી બાબદ શું છે તે જાહેરમાં આવી ભવિષ્યની ઓલાદ માટે પણ સચવાશે! વેલ કમ ખુશરોજી તમોને હમારી સીરીઝ મારફતે વધાવી લઈશું. જલદી પધારજોજી. **સાહેબજી.**

